


ॐ

॥ श्रीगणेशायनमः ॥

। रसो वै स.

॥ रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति ॥

# शृंगीऋषि

## નાટકનાં ગાયનો.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે

પ્રયોજક તથા પ્રકાશક.

## મૂળજી આશારામ ઓઝા.

મોરબી આ૦ સ૦ નાટક મંડળીના માલેક.

સૂર્ય પ્રકાશ થીએટર, સ્ટેશન રોડ-સુરત.

**આવૃત્તિ ૨ જી-પ્રત ૫ હજાર.**

[ગ્રન્થ સ્વામિત્વના સર્વ હક્ક પ્રકાશકે રજીસ્ટર નોંધાવી સ્વાધીન રા[illegible] માટે તેમની રજા સિવાય કોઈએ છાપવું છપાવવું કે [illegible] નહિ.]

શા. ખુશાલચંદ અમીચંદના ધી સુરત "[illegible]" એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપી,

ખપાટીઆ ચકલા- સુરત.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૭




મૂલ્ય બે આના.

# સોની નરોતમદાસ ભાઊ

# ઝવેરી.

## સોના, ચાંદી તથા ઝવેરાતના સુંદર અને ફેન્સી દાગીના બનાવનાર તથા વેચનાર.




ઠે૦—બહારકોટ, શેખ મેમણ સ્ટ્રીટ
ગણેશવાડીના નાકે નં૦ ૨૨૦-૨૨, મુંબઈ.

ટેલીફોન નં૦ ૫૬૫

વિદ્યાપીઠ ગ્રંથ

૭૦૮૩

ગુજરાતી કોપીરાઈટ-સંગ્રહ

॥ श्रीगणेशाय नमः ॥

# શૃંગીઋષિ

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.



### અંક ૧ લો.

**મંગળાચરણ**—આર્ય કુમારિકાઓનાં લગ્ન, તેના ભેદ, અને તેમાંથી બંધાતા શુભાશુભ ભવિષ્ય વિષેના વિચારોનું દિગ્દર્શન

**પ્રવેશ ૧લો-ગંધમાદન પર્વતની તળેટી.** મહામુનિ દુર્વાસાનું ઉગ્ર તપ, રંભાનું આગમન, શંકરનો વેષ લઇ છળથી દુર્વાસાને તપ ભ્રષ્ટ કરવા; કપટ કળાઈ જતાં દુર્વાસાનો શાપ.

**વેશ ૨ જો-અરણ્યમાં વિભાણ્ડકનો આશ્રમ.** અજ્ઞાત નાયક શૃંગીની બાળચેષ્ટા.

**પ્રવેશ ૩ જો-રાજમન્દિર પાસેનો ઉદ્યાન** સહચરી સાથે વસન્તોત્સવ ઉજવતી રોમપાદ રાજાની કન્યા કાન્તાના, જીવનની લ્હાણુ એટલે શું ? તે વિષે પ્રશ્નોત્તર

**પ્રવેશ ૪ થો-રોમપાદ રાજાના પંડિતનું ઘર.** લાંબાકાળથી ક્ષય રોગથી પીડાતા પંડિતજીનો તેમની ઉછ્રંખલ સ્ત્રી સાથે વાદ વિવાદ.

**વેશ ૫ મો-બગીચો.** પુષ્પ ચુંટવા આવેલી કાન્તાને પગમાં વાગેલા કાંટાની વેદનાથી આકુળવ્યાકુળતા, કન્દર્પે કાન્તાના

પગમાંથી કાંટો કાઢવો, કાન્તાના મુગ્ધ મનોવિકારનું પ્રાબલ્ય; કાંટો કાઢ્યા બદલ કાન્તાએ ઇનામ માગવાનું કહેતાં કન્દર્પે કરેલી કાન્તાના પ્રેમની માગણી.

**પ્રવેશ ૬ ઠ્ઠો–પંડિતનું ઘર.** પંડિતજીના મરણથી વિધવા થયેલી તેની સ્ત્રી રમણીએ પંડિતના મિત્ર વામશર્માના સહવાસથી ધર્મ ભ્રષ્ટ થવું, બન્નેએ ત્યાંથી નાશી છુટવાના નિશ્ચયપર આવવું.

**પ્રવેશ ૭ મો–રોમપાદ રાજાની ખાનગી કચેરી.** દિગ્વિજય કરી આવેલા મંત્રીપુત્ર કન્દર્પના સન્માન મહોત્સવ અર્થે ભરાયેલો દરબાર, મહામુનિ દુર્વાસાનું આતિથ્ય; કન્દર્પનો સત્કાર, દિગ્વિજયના બદલામાં ઇનામની માગણીનું ફરમાન, કાન્તાની સાથે કરેલા સંકેત મુજબ કન્દર્પે રાજકન્યા કાન્તાની માગણી કરવી, રાજા રાણીનું કોપાયમાન થવું.

**પ્રવેશ ૮મો–અન્તઃપુરમાંનો એક ભાગ.** સુવર્ણમુદ્રા પાછી આપવા અને પોતાની માનસિક સહચારિણી કાન્તાનાં છેલ્લાં દર્શન કરવા કન્દર્પનું આગમન, બન્નેનો હૃદયદ્રાવક સંવાદ.

**પ્રવેશ ૯મો–મોહલેખાનું ઘર.** દુર્વાસાના શાપથી પૃથ્વીપર પડેલી અપ્સરા રંભાનો મોહલેખા વેષે રોમપાદરાજાના નગરમાં નિવાસ. તેના અમાનુષિક લાવણ્યથી દીવાના બનેલા આશકોની વિટંબના; મોહલેખાનો તે સર્વેને ઉપદેશ.

**પ્રવેશ ૧૦મો–અન્તઃપુર.** દૈવ ગતિ વિષે વિચાર કરતાં રાજા રાણી, કાન્તાનું મન સ્વસ્થ કરવા મોહલેખાને સોંપવી, કોઠારીએ આવી ધાન્ય ભંડાર સળગી જવાના ખબર આપવા; વિપત્તિનું આગમન.

**પ્રવેશ ૧૧મો-કાન્તાનું શયનગૃહ.** કન્દર્પના વિયોગથી આશાભંગ થયેલી કાન્તાના ઉન્મત્ત ઉદ્ગારો, શાન્તાનું આગમન, બ્રહ્માંડને પ્રિયતમ ગણવા તેનો આદેશ તથા સાન્તવન; કાન્તાનું શયનસ્થ થવું, વામ માર્ગીઓએ રાજમહેલમાં આગ લગાડી કાન્તાને ઉપાડી ચાલ્યા જવું, રાજમહેલનું આગમાં ભસ્મિભૂત થવું.



## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો-સંગીતશાળા.** સંગીતશાળામાં મોહલેખા પાસે સંગીત શીખતી રાજકુમારી શાન્તા અને સહચરીઓ. દેવેન્દ્રની આજ્ઞાથી યોગિની વેષે ભવિષ્યવેત્તા બની શચી-ઇન્દ્રાણીનું આગમન.

**પ્રવેશ ૨ જો-વામમંદિર** વામીઓના ગુરુની અમાસ જયાન્તનો ઉત્સવ શૃંગવેરપુરના રાજા વિજયસેને અને પાસેના તપોવનમાં તપ કરતા યોગી બનેલા કન્દર્પે આવી કાન્તાને બચાવવી.

**પ્રવેશ ૩જો-રોમપાદનો રાજમહેલ.** દુષ્કાળ નિવારણની ચિંતા કરતાં રાજા રાણી અને આપ્ત મંડળની આકુળવ્યાકુળતા, પોતાના મિત્ર ઇન્દ્રદેવની રાજાએ કરેલી પ્રાર્થના; અંતરિક્ષથી ઇન્દ્રે વિભાણ્ડક પુત્ર શૃંગીઋષિને તેના દેશમાં લાવવામાં આવે તો સર્વ આપત્તિઓનું એકજ કાળે પ્રશમન થાય એમ સૂચન કરવું.

**પ્રવેશ ૪થો-તપોવનમાં કન્દર્પનો આશ્રમ**-કાન્તાના લાવણ્યથી લલચાયેલા વિજયસેને તેની પાસે લગ્નની માગણી કરવી પણ કાન્તાએ પોતે પોતાનું હૃદય કન્દર્પને અર્પેલું છે, એમ કહી તેની માગણીનો અનાદર કરવો.

**પ્રવેશ ૫ મો-તીર્થક્ષેત્ર**-તીર્થ ગોર બનેલો વામાચાર્ય, ગંગા કિનારે પાપનો પશ્ચાત્તાપ કરતી પંડિતાણીનું આગમન, બન્નેની અરસપરસ ઓળખાણ.

**પ્રવેશ ૬ઠ્ઠો-સરિતાતટ ઉપર કન્દર્પ-કાન્તાની ગુફા**-આશા સાગરમાં વમળ ખાતી કાન્તાનું નિર્જન અરણ્યમાં ઉદાસ થવું, બાળયોગિન્ કન્દર્પનું આગમન, તેની મુખમુદ્રા જોતાં તે કન્દર્પ હોવાનો કાન્તાને સંશય પડવો, પરસ્પરની કર્મની કહાણી અને વીતેલા વીતકની વધાઇઓ; શૃંગીને છળવા જતી સહચરી સહ, પુષ્પ નૌકામાં બેસી મોહલેખાનું કિનારે ઉતરવું, કાન્તાને યોગિની વેષે જોઈ સ્તબ્ધ થવું.

**પ્રવેશ ૭ મો-વિભાણ્ડક આશ્રમ.** શ્વાનમાંથી વરાહ બનેલા પોતાના બાળમિત્રને વનનો રાજા કરવા શૃંગીની પિતા પાસે હઠ, વિભાણ્ડકે વરાહમાંથી સિંહ કરવો, વિભાણ્ડકનું સંધ્યાર્થે જવું, શૃંગીનું એકલા પડવું. નિકુંજમાંથી બ્રહ્મનાદ સાંભળી શૃંગીએ આકર્ષાઈ આશ્રમ બહાર જવું.

**પ્રવેશ ૮ મો-આશ્રમ પાસેનો નિકુંજ.** બ્રહ્મનાદ, મોહલેખા વગેરે દિવ્ય ઋષિકુમારો છે એમ સમજી શૃંગીનુ હર્ષ ઘેલા થવું; અરસપરસ આતિથ્ય સત્કાર, અજ્ઞાત નાયકના પરિહાસ.

પ્રવેશ ૯ મો–વિભાણ્ડકનો આશ્રમ. પ્રાતઃસંધ્યા કરી પાછા ફરેલા વિભાણ્ડકે આશ્રમની છિન્નભિન્નતા જોઇ શૃંગીને બોલાવવો, શૃંગીની વિરહાકુળ સ્થિતિ, વિભાણ્ડકે શૃંગીને સ્વસ્થ કરી અમરાપુરીમાં જવું; છુપાયેલ મોહલેખા વગેરેનું આગમન, તેમને જોઇ શૃંગીના આનન્દનું ઉભરાઇ જવું, શૃંગીને નૌકામાં બેસાડી મોહલેખા વગેરેનું પોતાને દેશ જવું

પ્રવેશ ૧૦ મો–વિભાણ્ડકનો આશ્રમ. અમરાપુરીથી પાછા ફરેલા વિભાણ્ડકે આશ્રમ શૂન્ય જોઇ વિભ્રાન્ત થવું, ધીરજ ન રહેવાથી ગેબી આહ્વાન કરવું, ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળનું તેમના તપોબળથી પ્રકટ થવું; શૃંગીનું ત્રણે કાળનું ભવિષ્ય જાણવાની પ્રબળ જિજ્ઞાસા જોઇ, ભૂત, વર્તમાન અને ભવિષ્યે બતાવેલી શૃંગીની પરિવર્તન પામતી અવસ્થા, વિભાણ્ડકનું દિગમૂઢ થવું, તેમના ક્રોધનું પ્રશમન, સપ્તર્ષિઓના ચૂડામણિ તરીકે શૃંગીનું ભવિષ્ય દર્શન જોઇ તેમનો નિરવાધ આનન્દ, ત્રિકાળનું અદૃશ્ય થવુ, ટેબ્લો.



## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો–કન્દર્પનો આશ્રમ. સ્નેહચિતામાં સ્નાન કરી વિશુદ્ધિની અણીયે પહોંચેલા અધ સંસિદ્ધ સ્નેહયોગી કન્દર્પની બ્રમ-રમણા, વિભાણ્ડકનો આદેશ, ...ના તપોબળથી કાન્તામય વિશ્વ બતાવવું; હૃદયની છેલ્લી ગ્રન્થીનું છેદન, સંસિદ્ધિનું શોધન, દ્વૈતાદ્વૈતનું રહસ્ય, અલખ યોગની દીક્ષા.

**પ્રવેશ ૨ જો-બગીચો.** પાંચમો વેદ પઢાવતાં અજ્ઞાત નાયક શૃંગી-નો તથા મોહલેખા, શાન્તા, કાન્તા વગેરેનો પરિહાસ-મય વિનોદ, મોહલેખાના શાપની અવધિ, પોતે દેવેન્દ્રની અપ્સરા રંભા છે, એમ પૂર્વ જન્મનું ભાન થવું તથા ગંગામાં શરીર છોડી ચાલ્યા જવું.

**પ્રવેશ ૩ જો-ભાગીરથી તીરે દેવર્ષિનો આશ્રમ.** પાપીષ્ટોના પાપનું પ્રાયશ્ચિત્ત.

**પ્રવેશ ૪ થો-શાન્તાનું અન્તઃપુર.** અજ્ઞાતનાયકમાંથી સંપૂર્ણ દક્ષ નાયક બનેલા શૃંગીએ ગૃહસ્થાશ્રમની મધુરતાનો અનુભવ કરવો, આભારના ઉભરાથી ઢળી જતાં પ્રેમી દંપતીનો રસાવિત્ત ચિત્તે પ્રમોદજનક વિનોદ, સ્નેહની શીતળ છાંયમાં દંપતીનો વિરામ.

**પ્રવેશ ૫ મો-રોમપાદનો રાજમહેલ,** વિભાણ્ડક ઋષિનું રાજાના આતિથ્યથી પ્રસન્ન થવું, શૃંગી-શાન્તાએ આવી નમન કરવું, વિભાણ્ડકે પુત્ર અને પુત્રવધુને જોઈ આનન્દિત થવું. શાન્તાએ દક્ષતાથી અનેક વરદાન માગી લેવાં; પોતાની સાથે આવેલા બાળયોગીને વિભાણ્ડકે કન્દર્પ તરીકે ઓળખાવવો, સર્વેનું સાનંદાશ્ચર્ય ! કાન્તા-કન્દર્પનાં આત્મલગ્ન, વિભાણ્ડકની સર્વેને શુભાશિષ, અન્તિમ આનન્દ.



# મુખ્ય પાત્રો.

**શૃંગી**—વિભાણ્ડકના પુત્ર.

**વિભાણ્ડક**—કાશ્યપના પુત્ર, એક મહાન્ ઋષિ.

**દુર્વાસા**—એક ઉગ્ર તપસ્વી.

**રોમપાદ**—અંગ દેશના રાજન્.

**સુમંત્ર**—રોમપાદના મંત્રી.

**કન્દર્પ**—સુમંત્રનો પુત્ર, કાન્તાનો પ્રેમપાત્ર.

**વિજયસેન**—શૃંગવેર પુરનો રાજા.

**વામશર્મા**—એક વામ માર્ગી, પાછળથી બનેલો વામાચાર્ય.

**કવિ**
**પંડિત**
**ઠાકોર**
**સન્યાસી**
}—વામ માર્ગના અનુયાયીઓ.

**ભૂત**
**વર્તમાન**
**ભવિષ્ય**
}—ત્રિકાળ.

**દેવર્ષિ**—સરયૂ તીરેવસતા એક ઋષિ.

## સ્ત્રી પાત્રો.

**શાન્તા**—રોમપાદ રાજાની મોટી પુત્રી, શૃંગી ઋષિની પત્ની.

**કાન્તા**—રોમપાદ રાજાની નાની પુત્રી, કન્દર્પની પત્ની.

**સુલોચના**—રોમપાદની રાણી, શાન્તા-કાન્તાની માતા.

**શચી**—યોગિની રૂપે ભવિષ્યવેત્તા બનેલાં ઇન્દ્ર પત્ની.

**મોહલેખા**—દુર્વાસાના શાપથી પૃથ્વીપર વારાંગના થઇ અવતરેલી અપ્સરા રંભા.

**રંભા**, **મેનકા**, **સહજન્યા**—ઇન્દ્રની અપ્સરાઓ.

**રમણી**—રોમપાદના પંડિતની ઉછૃંખલ સ્ત્રી.

એ સિવાય-ઇન્દ્ર, માતલી, કુલગુરુ અમાત્ય, કોઠારી, વામમાર્ગીઓ, સિપાહીઓ, શેઠ, શેઠાણી, રસિકા, વામીસ્ત્રીમંડળ, દાસ, દાસીઓ, શ્વાન, વરાહ, સિંહ વગેરે વગેરે.

મહાસતી અનસૂયા નાટક (નામદાર ગાયકવાડ સરકારના કેળવણીખાતાએ ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર કરેલું ભાષણ તથા ચિત્રો સહિત) મૂલ્ય. ... ... ...૧-૪-૦

ભર્તૃહરિ નાટક (ભાષણ તથા ચિત્રો સહિત) મૂલ્ય રૂ. ૧-૪-૦

ॐ

॥ श्रीगणेशायनमः ॥

॥ श्रीमद् बाघ सद्‌गुरवे नमः ॥

# શૃંગીઋષિ નાટકનાં ગાયનો.



સૂત્રધાર— મંગળાચરણ.

વંદુ વિભુ વિરાટ સ્વરૂપ.
સત્ય અનંત જ્યોતિ રૂપ—વંદુ૦
વ્યોમધરા જલ તેજ સમીર,
પંચમહાભૂત તુંજ શરીર.—વંદુ૦
સત્ય સનાતન શાન્તિ નિકેતન,
બ્રહ્માંડ ભૂપ બ્રહ્મ સ્વરૂપ—વંદુ૦

નટી— ૨

પ્રેમ તરંગે મસ્ત બનેલી, સ્નેહ ઘેલી કુમારી ઉરે;
કુમાર ભાવો ખીલતા જેવી, વસંતમાં ફુલવેલી ખીલે.
પરણીને પરવશ થાતામાં, મુગ્ધ ઉર્મિ સૂકાઈ ખરે;
હૃદયોર્મિ સોષાતી જેવી, ગ્રીષ્મ સમયની વેલી અરે.
સ્નેહ લગ્ન કે હૃદય લગ્નમાં, ઘેલી બનીકો તરફડતી;
બ્રહ્મચર્ય આદરતી કો, સંસાર બ્રહ્મ ભવન કરતી.

બાળિકાઓ— ૩

કુમારિકાના કોડનો પામે ન કોઈ પાર ! પામે ન...
આશાના તરંગે એ રચતી સંસાર.–કુમારિકાના..
સ્નેહ લગ્ને ઘેલી ઘેલી થાતી કો કુમારિકા,
કામ તણી જ્વાળે કો બળતી કુમારિકા;
વડીલોની આમન્યા પાળતી કુમારિકા,
બ્રહ્મચર્ય ભાવનામાં રમતી કુમારિકા.
કો બગાડે સુધારે, કો તારે ઉદ્ધારે,
પતિને પોતાને, ઉતારે ભવપાર;
કુમારિકાના પ્રારબ્ધના એવા પ્રકાર.–કુમારિકાના..

રંભા— ૪

મધુરશો મલય પવન મ્હેકે !
માલતી તરુવરે લ્હેકે !
પુષ્પ તણી પરિમલ બહુ બ્હેકે !
સખીજો ! શોભા ઉપવનની (૨)

અપ્સરાઓ—

અંગ તવ અનંગથી બ્હેકે !
મદન તણી ફુલવાડી મ્હેકે !
લલિત તારી આંખલડી લ્હેકે !
પીડા અમે પ્રમાણી અંતરની (૨)

રંભા—

સરવર કમળ પરાગ વહે !
તરુવર નીચાં ઢળી ઢળી રહે !

પંખીડાં મધુર મધુર કંઇ કહે !
સખી જો ! શોભા ઉપવનની. ( ૨ )

અપ્સરાઓ—

અંતરે ઉંડા ઉમળકા વહે !
જૂઠી તારાં લોચનીયાં શું કહે !
અલી હવે હા કહે કે ના કહે ?
પીડા અમે પ્રમાણી અંતરની. ( ૨ )

રંભા— ૫

મુનિરાજ ! ક્ષમા હું યાચું,
પતિત પાવન અધમોદ્ધારણ, શરણ આપનું સાચું-મુનિરાજ !
ચંદન શીતળ વળી ચન્દ્રમા, વૃષ્ટિ કરે અમૃત તણી,
એ સર્વથી શીતળ કૃપા, શાસ્ત્રે મહજ્જન તણી ગણી;

અપ્સરાઓ—

દોષ રોષ અમમાં નવધરશો, દૃષ્ટિ એક દયાની કરશો,
લક્ષ ચોરાશી હરણ સુખરાશી, શરણ આપનું સાચું-મુનિરાજ !

વિભાણ્ડક— ૬

માયાના મર્મ કહો કોણ કળે !
અઘટિત ઘટના અટપટી રચતી, પલટાયે પળપળે.-માયાના.
બ્રહ્મ જ્ઞાનમાં મગ્ન થઇ જે, રમણ ધ્યાનમાં કરે:
એવા મહા મુનીશ્વર ભૂલ્યા, ભાન માયાના બળે.-માયાના.
ક્યાં સુત શૃંગી માતા ક્યાં હરિણી, નામ નિશાન ન મળે;
નિજ માયાને નિમિત્ત કરીને, હરિ ચાહય તે કરે.-માયાના.

કાન્તા અને સખીઓ— ૭

રચ્યો વસંતે રૂડો માંડવો રે બ્હેન !
જઇએ વસંત તણા વારણે સખી.

કોઇ સજ્જન સ્નેહાંશીના સંભારણે સખી-જઇએ.
કોયલડી જગવે પ્રભુ, કરી પ્રણયનાં ગાન;
ફુલવલ્લી ઢળી કુસુમથી, આપે વસંતને માન.

કુસુમાકર સર્વ ઋતુ, કુંજમાં ચૂડામણિ;
વસંતે હરી તેજના અંબારરે હો બ્હેન !-જઇએ.
સુવાસનો ભંડાર સર્વ સૌંદર્ય શિરોમણિ;
વસંતે હરી તેજના ચમકારરે હો બ્હેન !-જઇએ.

શાન્તા અને સખીઓ— ૮

મહિમા એનો મુખે કહ્યો કેમ જાય, મહિમા મુખે........
મોક્ષ માર્ગની યાત્રા સાચી, જીંદગીથી સમજાય;
કલ્યાણ યાત્રાનો મર્મ ન જાણે, પ્રાણી બધાં અટવાય-મહિમા.

વસન્તમાં ખીલતાં જે ફુલડાં, ગ્રીષ્મ માંહી કરમાય;
એની એજ વળી ગ્રીષ્મ વસન્તો, આવે ને વહીજાય-મહિમા.
જાણ્યા છતાં પણ રહે અજાણ્યાં, તેને શું કહેવાય;
અણસમજુને શું સમજાવે, સમજે સહેલું જણાય.-મહિમા.

કાન્તા— ૯

વિમળ કીર્તિ મોતી માળ, કંઠ ધરજે વ્હાલા !
હોરાજ ! અંતરના બેલી, વહેલો વળજે વ્હાલા.

પછી સ્નેહને નન્દનવન, સંચરજે વ્હાલા !
મને અંતરમાં તારી હવે, ગણજે વ્હાલા.—હોરાજ!

કન્દર્પ— આજે અમૃતના કોલ, શા તેં દીધા બાળા !
પ્રાણ પરવશ કીધા, પ્રેમ ભીની બાળા;

કાન્તા— પંથ જોતી પ્રિયાના, માર્ગે પળજે વ્હાલા !
મારા ઉરની અભિલાષ, સફળ કરજે વ્હાલા —હોરાજ !

૧૦

પંડિતાણી:—પરોપકારી તમો જેવા થાશે, દેશનું દારિદ્ર ત્યારે જાશે;
વામાચાર્ય:—સ્ત્રીને પુરુષો એકત્ર થાશે, સંસાર સુધારા ત્યાં ઉજવાશે.
પંડિતાણી:—વિધવા સઘળી સધવા થાશે. પતિવ્રતાની છાપ ભુંસાશે;
વામાચાર્ય:—જ્ઞાતિસુધારો ત્યારે કહેવાશે, વર્ણાશ્રમનો નાશજ થાશે.
પંડિતાણી:—આપ જેવા જગમાં પૂજાશે, દેશ હિતેચ્છુ તે તો ગણાશે;
વામાચાર્ય:—સમાજમાં અમ જેવા પંકાશે,આંધળી દુનિયા ત્યાં દોરવાશે
પંડિતાણી:—વામાચાર્યનો ધર્મ ફેલાશે, આર્ય અનાર્યો ભેળા ખાશે;
વામાચાર્ય:—અમારું ગાયું સહુએ ગાશે, જુનો જમાનો તો પલટાશે.

કુમારિકાઓ— ૧૧

કુમારી ! સર્વ આવો, કીર્તિ કુંવર ! વધાવો,
ઘડી મંગળ કર લાગે, જીવન જાગે, પ્રિય પરાગે;
કળી આત્મની ખીલાવો.—કીર્તિ કુંવર૦
અમૃત સમી જય કીર્તિ, પ્રિય તાતને ધરાવો,
નિજ ઉરના આદેશ; ઉંડા સ્નેહથી સુણાવો;
વિજય વાદ્ય વાજે, ત્રિલોકે આજે, હર્ષ ગાજે,
કળી આત્મની ખીલાવો.—કીર્તિ કુંવર૦

કાન્તા— ૧૨

કંપે કાળજડાની કોર, અરે! પિયુ જશે પરદેશ;
પિયુ મારો ઉડી જશે પરદેશ, કહું કોને અંતરના સન્દેશ-કંપે.
વન જશે કે વિદેશ જશે, મારો નયન ચૂડામણિ નાથ!
પવનતણી મને ગતિ ન મળી, જાત ઉડી એની સાથ.-કંપે.
ચન્દ્ર સૂરજ અને નવલખ તારાઓ, હું વિનવું જોડી હાથ;
દીન કિંકુરીના લાવી દયા, તમે પાછો વાળો મમ નાથ.-કંપે.

કાન્તા— ૧૩

મંગળ કરી મુજને મળજે રે મનવલ્લભ મારા (૨)
શ્યામ સુંવાળા હો રાજ! રૂપાળા,
અધીરી આંખડી તલસે પ્યારા;

કન્દર્પ— સહજ સુવાસિની માલતી માળા!
અમૃતથી તવ બોલ રસાળા.-મનવલ્લભ.

કાન્તા—

જૂદી કીકી નથી નેત્રથી, નથી પ્રાણ જેમ શરીરથી,
છાયા નથી કાયા થકી, પ્રકૃતિ જૂદી જેમ પુરુષથી;
જ્યોતિ જૂદી નથી સૂર્યથી, નથી ચન્દ્રિકા જેમ ચન્દ્રથી,
ત્રણ લોકમાં ગણજે નથી, કાન્તા જૂદી કન્દર્પથી.
શરીર સ્વાંગ ધરીશ તવ ચરણે,

કન્દર્પ—

મન ધરજે તું ભગવત્ શરણે;

કાન્તા—

અરસપરસ તમે સ્નેહે સમર્પજો,
મોક્ષ કાંઠડે મૌક્તિક માળા.—મનવલ્લભ.

મોહલેખા-- ૧૪

ગાન મધુરાં કંઈ ગા, અલી રજની ! ગાન મધુરાં કંઈ ગા
તારલીયા તણો સાળુડો ધારી, કામણગારી ન થા—અલીરજની!
ચાંદલિયાને ઉરપર ધારી, એકલડી ન હરખા-અલી રજની !
યોગીજનો સખી ! સાધે સમાધિ, શીતળ સમીર તું વા-અલીરજની !

મોહલેખા-- ૧૫

આવો જન્મ મળે નહિ વાર વાર,
કરો પ્રભુ પ્રીતમથી પ્યાર પ્યાર.—આવો.
ઝાકળ જળથી કેમ બને કહો, મુક્તા મણિના હાર;
કાયા તમને કાંચન જેવી, ફરી ફરી ક્યાં મળનાર—આવો.
દેહ દેવળના મન મન્દિરમાં, પ્રભુ પ્રીતમના દ્વાર;
કોટીક કામ રસાળ છબીએ, ફરી ફરી ક્યાં મળનાર.—આવો.

મોહલેખા-- ૧૬

સુખદુ:ખ નિશદિન નવ રહેતાં, ઘટમાળે જાય જળ વહેતાં.
ભરતી ઓટ સાગરમાં થાતી, સૂર્ય ચન્દ્ર તણી ગતિ પલટાતી;
પ્રાણી માત્રનાં ચક્ર ભાગ્યનાં, ઉંચે નીચે ચઢતાં-ઘટ માળે.
સંપત્તિમાં કદી નવ હરખાતા, વિપત્તિમાં મનમાં ન મુઝાતા;
સજ્જન ઈચ્છા ગણી હરિની, મનમાં મગ્ન ફરતા.-ઘટ માળે.

કાન્તા-- ૧૭

સૂનાં તેં મૂક્યાં શાને, સૂનાં તેં મૂક્યાં,
હંસા ! હૃદયનાં પિંજર સૂનાં તેં મૂક્યાં.
નભના વિહારી પીશે, ગગનના વારી રાજ !
ઝૂરી ઝૂરી મરશે તારી, હંસી બિચારી રાજ.—હંસા.

આંગણે માનસ્ રચાવું, કનક પાળો બંધાવું;
મોતીડે પુરાવું હૃદયનો, ચોક સમારી રાજ--હંસા

**કાન્તા—** ૧૮

બ્રહ્માંડ રમણિક વિસ્તર્યું, આ બ્રહ્મભવન સમું;
અહા ! ત્યાં એકલી હું રમું.
જ્યોતિ ગગન ઘન પવન, ઉપવન સ્વરૂપમાં વિરમું;
હવે બસ પ્રીતમમાંજ રમું.
અંતરત્રુટી ગ્રન્થી હવે, ઉગવું ન આથમવું;
અભરણ ભર્યો સચરાચરે, હું પળપળે પ્રણમું.–અહા !
બ્રહ્માંડ પ્રિયતમ ! બ્રહ્મ પ્રિયતમ ! પ્રિય સ્વરૂપ થવું;
આશાનું અવલમ્બન પ્રીતમ, હું પ્રીતમમાં વિરમું.–અહા !

**શાન્તા-સખીઓ—** ૧૯

સખીઓ ! સહુ ચાલો, ગૌરી ચરણે ચિત્ત ધરીયેરે;
પરમ કલ્યાણી જાણી, પૂજન મન ધરીયેરે.
મન માન્યાં સુખડાં મળશે,
વાચ્છિત ઇચ્છિત વર ફળશે;
કરુણા કરી અઢળક ઢળશે,
આશિષ અંતરની મળશે;
ભગવતી ચરણે જાતાં પાર ઉતરીયેરે.–સખીઓ !

**વામીઓમંડળ—** ૨૦

અમે સહુ હીંચીયેરે, મદન વાટિકાની માંહ્ય;
અમે રસ ઝીલીયેરે, પ્રેમ હીંચોળા માંહ્ય.–અમે સહુ.

મદન વાટિકાની માંહ્ય ! આમ્ર મંજરીની છાંય !
અમે નિત્ય નાહિયેરે, રસ સરોવર માંહ્ય.—અમે સહુ.
આત્મા કામ છે રસ તણે, રસ સ્વરૂપ ભગવાન!
રસઝીલી રસબસ થતાં, થાશું પ્રભુ સમાન.—
'અમે નિત્ય નાહિયેરે.'

વાસીસ્રીમંડળ— ૨૧

આજે મુક્તિ મંદિરને વધાવીયે રસિકડાં !
મુક્તિ મંદિરને વધાવીયે.
રસીલા જીવનને રંગે, રંગમાં ભિંજાવીયે,
નાજુક હૈયાની કોમળ, કળીયો ખીલાવીયે;
પ્રાણ કેરી પાંદડીયો ડોલાવીયે.—હાંરે આજે.
યોવનનો બગીચો, નવરંગે ખીલાવીયે,
અલબેલી પુલવેલીયોથી, રસિયા રીઝાવીયે;
અવનીપર નન્દન વનને પ્રકટાવીયે.—હાંરે આજે.

મોહલેખા— ૨૨

મૂર્તિ મોહિની રે હું મૂર્તિ મોહિની રે;
મોટા મુનિના મૂકાવું હું તો માન.—મૂર્તિ.
ક્ષણમાં વિસરાવું સાન, લાવું ભૂલાવી ભાન;
હરિહર વિરંચીનું ચૂકાવું હું તો ધ્યાન.—મૂર્તિ.
મારી નયનોના બાણ, પાડું પરવશ હું પ્રાણ;
ત્રિભુવન પ્રસારું મોહલેખા મારૂં નામ.—મૂર્તિ.

કાન્તા— ૨૩

ના, ના, ના એ નહિ બને (૨)
શરીર લગ્ન નહિ ગમે મને.—ના, ના, ના.
માછલડી સરવર જળ પ્યાસી, ખારા સાગરે રહે ઉદાસી;
મીઠું જળ માને સુખ રાશી, તેનું મનડું ત્યાં રમે—ના, ના, ના.
આત્મલગ્નવિણ જીવન અકારું, શરીરલગ્ન શું કરે બિચારું;
જે જેનું તે તેને પ્યારું, ગાંડુ ચિત્તડું ત્યાં ભમે.–ના, ના, ના.

કાન્તા— ૨૪

હું તો જોગણ બની છું, મારા વહાલમની;
વહાલમની, પ્રેમ આલમની.—હું તો.
વન વનના મહેલ પ્રીતમ ! તારા વિણ સૂના છે,
તીરથના ઘાટ પ્રીતમ ! જોગીથી જૂના છે;
રસિકા એ રસના ઉપાસકની.—હું તો.
તરુ તરુને પાને પ્રીતમ ! નામ જો તારું છે,
રેખા રેખામાં પ્રીતમ ! ભાગ્ય જો મારું છે;
દાસી એ દિલના દિલાવરની.—હું તો.

( કવિ ન્હાનાલાલ. )

૨૫

શેઠાણી--મળે અબળા અવતાર, માગું સ્વામી મજેદાર;
મનોરથ પૂરનાર, તો તો સુખી આ સંસાર.
શેઠ-- બોલે બોલ તારા ઝીલું, પણ ગણે ન લગાર;
નિત્ય નિત્ય નવા રંગ, ક્યાંથી ચાલે વહેવાર.

## ૨૧

**શેઠાણી**--હું કાઢું વાત જ્યાં, હાસ્યને વિલાસની;
ફાડ મારો વાત લાવી, વ્યાજને વટાવની.-મળે:
**શેઠ**-- પૈસા વિનાનો નર, ખરમાં ગણાય;
વિદ્વાન ગુણવાન, ધનવાન ઘેર જાય.
**શેઠાણી**--જ્યાં રાત દિવસ વાતો, વેપારની જ થાય;
ત્યાં સંસારનાં સુખ, કહો કયાંથી જોવાય ?-મળે.

## ૨૬

**વામાચાર્ય**:--વિકારથી આ દેહ બંધાણા, વિકારના એ છે ઇચ્છનારાં.
**પંડિતાણી**--કિશોરપણામાં અવનવી ઇચ્છા, યૌવનમાં પરણી ઘરવાળાં;
પ્રૌઢપણામાં સમજે સઘળાં, ત્યાં તો ઘરભંગ થાય બિચારાં.
વિકાર.
**વામાચાર્ય**--કામ વિકાર સમાવે નહિ તો, છાનામાનાં ભરે ઉચાળા;
હું તું જેવાં ભેળાં મળતાં, પુનર્લગ્નના કરે સુધારા.-વિકાર.
કહો દોષ એમાં કોનો છે, કુદરતથી છે કોણુ નિરાળાં;
**પંડિતાણી**--સારી સોબતનાં ફળ સારાં, તું જેવા નિવડે રોળનારા.-
વિકાર.

**કાન્તા**--

## ૨૭

વીજલડી ! જઇ પિયુને કહેજે રે,
માર્ગ ભૂલી તારી રંક સખી ! તું થોડો દિલાસો દેજેરે.-વીજલડી.
આછી આકાશમાં રમતી રમતી, જગપર વિલસતી બ્હેન !
વિશ્વે ફરતાં મારો વ્હાલો મળે તો, કહેજે મમપ્રીતિનાં ચેનરે -વીજલડી.

ક્ષણિક પ્રકાશ છે વ્હેની તારો. ક્ષણિક પ્રાતઘડીનાં સુખો
ક્ષણિક સંસાર હું સમજું તોયે, સાલે વિરહનું દુઃખ રે.—વીંજલડી.

કન્દર્પ— ૨૮

જોને! ખીલે પ્રભાત, કેવું ધીમે ધીમે!
જોને! વેરે પરાગ પુષ્પ ધીમે ધીમે!—જોને!
તારા રૂપે નભ મંડળે, રજની ભૂષણ સમાન;
ઉષા ખીલે જ્યોતિ ઝીલે, અરુણની હિમ્મિમાન.
કેવો વિશ્વે વિલાસે ભાનુ ધીમે ધીમે!
પ્રકટે પ્રભુના પ્રકાશ એવા ધીમે ધીમે!—જોને!

કન્દર્પ— ૨૯

આલમ તણા ચોગાનમાં જ્યાં ચાંદની ચમકી હતી,
બેઠી હતી ત્યાં બાગમાં, 'એકાંતમાં' ઉર રીઝવતી;
જ્વાળા જલતી એ નયનમાં, રસ જ્યોતિ હું જોતો હતો,
નભ મંડળે વીજળી સમી, મૂર્તિ હૃદયે આલેખતો.
કાન્તા—[હાં! પછી?]

કન્દર્પ—પછી ચાંદની ગઈ આથમી, છાયા ઉષા પ્રકટાવતી,
નારંગી છાંય ઉષા તણી, કિશોરી ઉર આલેખતી;
ફુલ વીણતાં કંટક ખુંચ્યા, સુકુમાર રમણી પાયને,
પ્રેમાંશીજન તે કાઢતો, એ ચિત્ર નયનોમાં સ્ફુરે.

કાન્તા—

મને ભોગી મળ્યા, બ્રહ્મ ભોગી મળ્યા,
સિદ્ધ યોગી મળ્યા, ભવ બંધ ટળ્યા;
મારા પ્રારબ્ધના, એ તો લેખ ફળ્યા.
ભૂત કાળના સર્વ, મેં ભેદ કળ્યા,
સ્નેહ મૂર્તિ સ્નેહાંશી, રાજ મળ્યા;
મારા પ્રારબ્ધના, એ તો લેખ ફળ્યા.—મને.

વિભાણ્ડક—                    ૩૦

બ્રહ્મ જોગી તણા જયકાર, બધું બ્રહ્માંડ ભરે (૨)
હરિના ધ્વજને ધરનાર, જગે જય યાત્રા કરે (૨)
રાગ જીત્યો જેણે ભોગ જીત્યો, વળી લોક જીત્યો જેણે ક્રોધ જીત્યો;
લક્ષ્મી જીત્યો જેણે લોભ જીત્યો, વળી દુઃખ જીત્યો જેણે શોક જીત્યો.-બ્રહ્મ૰
ઇન્દ્ર જીત્યો જેણે યજ્ઞ જીત્યો, વળી મોક્ષ જીત્યો જો આનન્દ જીત્યો,
વિશ્વ જીત્યો જેણે કામ જીત્યો, અને બ્રહ્મ જીત્યો જેણે આત્મ જીત્યો.
અહો ! જોગી તણા જયકાર, બધું બ્રહ્માંડ ભરે.

(કવિ ન્હાનાલાલ)

શૃંગી—                    ૩૧

ભાનુ વિશ્વ ઉજાળતો જળહળે, ત્રૈલોક્ય ચૂડામણિ,
નભમાં જેમ રહ્યો શશિ વિલસતો, બ્રહ્માંડ તારા મણિ;
નક્ષત્રો મહિ જેમ નિશ્ચલ રહી, વ્યોમે સ્થિતિ ધ્રુવની,
એવી જ્યોતિશી બ્રહ્મની મુદભરી, વિશ્વે વિલાસી રહી.

૩૨

મોહલેખા-સખીઓ—

શો સુણાય શો સુણાય, સોહમ્ શબ્દ શો સુણાય !
વાગે બ્રહ્માંડે અલખ બંસરી તણો !
પરમ અમૃત ઉભરાય, પરમ અમૃત ઉભરાય !
રટે આનંદ મુનિ દેવના ગણો !

વિરાટ પુરુષની વાંસળી, રટે પ્રણવ રસ સાર;
રાસ રમે આનન્દથી, સૃષ્ટિ સરજન હાર !
તત્ત્વ ત્રૈલોકનું એ, બંસરીના ગાનમાં,
રોમ રોમ અમૃતની હેલી કરે;
અક્ષર સરિતાઓ આજ, ઉલટી સાહેલડી !
કૈવલ્યના સાગરમાં સહેજે ઢળે.–શો સુણાય.

## ૩૩

શૃંગી—

વાહ ઋષિરાજ ! લાગો બહુ વ્હાલા વ્હાલા !
શિર કેશ છે સુંવાળા, બહુ કાળા કાળા–વાહ.
જાણે ભ્રમરમાળા, વળી બોલ બહુ રસાળા !–શિર.
હરિણી નયન વદન ચંદ્ર !
જોતાં મને થાયે બ્રહ્માનંદ !

મોહલેખા— શીખવીયે મીઠા મદન મંત્ર,
બતાવીયે રતિ આસન તંત્ર;

* * * *

ચાલોને મુનિબાળા ! જોવાને મદન શાળા.–શિર.

## ૩૪

મોહલેખા-સખીઓ—

નેહ ભર્યાં નયને, જોઇ લેશો મુનિરાજ !
મધુરી યૌવન કેરી મૂર્તિયો !

ફુલડાંની ક્યારીઓ ! મદન ફુલ વાડીયો !
રસના વિહારી રાજ ! રસ ભરેલી ઝારીયો !

* * *

અનંગ તણી દાસી, સુખરાશી પ્રેમપ્યાસી,
તમે થાજો અમપુરતણા, વાસી મુનિરાજ !
માયાના અંગ કેરી શક્તિયો !
આશા સાગર તણી ઉર્મિયો !

* * *

—નેહ ભર્યાં.

**મોહલેખા-સખીઓ—** ૩૫

હાંરે ચાલો ચાલો રજુણા રસકુંજમાં !
મીઠી મઝા માણોને રસકુંજમાં.—હાંરે.
ખીલી સુંદર શી કુંજ !

* * *

માંહિ પુષ્પોના પુંજ !

* * *

ગુંજે ભ્રમર જુઓને ઉછરંગમાં.—હાંરે.

**કન્દર્પ—** ૩૬

સુકાની વિના ડોલે મારું નાવ.
તુટયા હૃદયના તાર અમારા, હજુયે થતાં નથી દર્શન તારાં;
અધુરાં પણ મધુરાં દ્દઇ દર્શન, નાથ ! તું કાંતરસાવ.—સુકાની.

જીવન જ્યોતિ કેમ ગુમાવ્યાં, અંધકારના માર્ગ આવ્યા;
તવ દર્શનની પ્યાસી આંખલડીને, માર્ગ તું દેવ! બતાવ.–સુકાની.

કુન્દર્પ— ૩૭

હવે હું અલખ યોગ સાધીશ, જીવન તણી જય યાત્રા માટે;
સમાધિ સ્નેહની સાધીશ, જગત્ તણી વાટે ને ઘાટે.
સ્નેહી જોડીનો સ્નેહ ધર્મમાં, સફળ થશે સંસાર;
અલખ મંત્રથી ઉઘાડશું, અમે અક્ષય સુખ ભંડાર.–હવે હું.
પતિત પાવની ભાગીરથી સમ, વાણી આપની શ્યામ!
દર્શાવે મને પગલે પગલે, પરમ બ્રહ્મનાં ધામ.–હવે હું.

મોહલેખા– ૩૮

મીઠી મીઠી વાણી બોલો પ્રેમી પોપટ!
તારા બોલોથી પરવશ હું થાઉં;
નાજુક શુક આજ મારે આંગણે પધાર્યા,
તારા કુમકુમથી પાય હું વધાવું.
દ્રાક્ષને દાડિમ તને નિશદિન ધરાવું,
રૂડા હેમ તણે પિંજરે પુરાવું;
સ્નેહની સમાધિ ઉંડી અંતરે જગાવું,
શ્રુતિ પંચમ્ હું વેદની પઢાવું.–મીઠી મીઠી.

શાન્તા— ૩૯

અંતર જગવીને જ્યોતિ જે, બ્રહ્માંડ તેજોમય કરે,
જેના કુસુમના બાણુથી, હરિહર સમા બ્હીતા ફરે;

જે રમણીમય ત્રિભુવન કરે, નિજમંત્ર તંત્ર પ્રભાવથી,
સહુ સંતજનકેરા શિરોમણિ! પ્રણમીએ રતિના પતિ.
'અમે નિત્ય સ્મરીએ રતિ' નાથ!
ત્રિભુવન' વિજયી મહારથી! સાચા;
રમણી હૃદય અધિનાથ!—અમે.

શાન્તા-સખીઓ— ૪૦

મનના માન્યા મુનિરાજ! અમારા આશ્રમમાં આવો;
અમારે આંગણીયે આવો.
શૃંગી— કામ યજ્ઞની જ્યોતિ જગાવો,
પંચમ્ વેદ તણી શ્રુતિ પઢાવો;
સખીઓ— મદન બાણુ પ્રયોગ અમારો,
મુનિજન મનને વશ કરનારો;
ગુરુ રતિપતિનું ધ્યાનધરી મન, અલખ સમાધિ લગાવો—
અમારે આંગણીયે આવો.

દેવર્ષિ— ૪૧

પ્રભુનું પતિત પાવન નામ,
અધમ તણો ઉદ્ધાર કરે એ, સંત તણા વિશ્રામ-પ્રભુનું.
અગમ નિગમથી પાર અપાર છે, પરમ બ્રહ્મના ધામ;
પણ પ્રેમી હૃદયથી દૂર નથી વસતા, અંતરના આરામ.-પ્રભુનું.

શાન્તા— ૪૨

રસ સુંદરીની રસ સુંદરતા, તમે જુઓ ઉઘાડી આંખો,
હવે તમે જુઓ ઉઘાડી આંખો;

ભરછક અમૃત ભરી કટોરી, અમૃત લઇ લઇ ચાખો (૨)
હવે તમે જુઓ.

વદન હેમ જ્યોતિ વસી, નયને પ્રેમ રસ જ્યોત;
હેલી કરે અમૃત તણી, આત્મા અમીરસ જ્યોત.
આશા ઘેલી તમ હૃદયા ઉરના.
રસિયાવાસી બની સિંચો મધુરતા;

**શૃંગી**—વાવો રસિકતા, મમ મનગમતાં (૨)—રસ સુંદરીની.

**સર્વે**— ૪૩

દેજો દીન દયાળ ! આશિષ સુખકારી,
લેજો વિનતિ અમારી ઉરધારી.—દેજો.
અમીવૃષ્ટિ વરસાવી ફળવતી, કરજો પૃથ્વી અમારી.—દેજો.
સ્વધર્મ વશ વર્તે સહુ પ્રાણી, ફળજો વાણી તમારી.—દેજો.



**ચંબેલીના**

**ફુલનો**

**બહાર**



માત્ર ચાર જ ટીપાં રૂમાલમાં નાખો એટલે તમારી પાસે ચંબેલીના ફુલનો એક તુરો હોય એવી સુગન્ધ ચાલુ આવ્યા કરશે પણ તેમાં ખાસ ધ્યાન ખેંચનારૂ એ જોશો કે જ્યારે ફુલનો તોરો તેની સુગન્ધ ખેંચી સાંજ પડતાં કરમાઈ જાય છે ત્યારે આ સેન્ટના માત્ર ચાર ટીપાંજ ચાર દિવસ સુધી ચાલુ સુવાસ આપશે.

અર્ધા આઉંસની કાચના બુચવાળી સીસીના રૂપીઆ બે અને એક નાની સુંદર ટયુબના બાર આના.

---

એકલા આડત્યાઓઃ—**મોહની એજન્સી.**

રીદા બીલડીંગ્સ, જુમામસજીદ, મુંબઈ. નં. ૨.

## રાજા મહારાજાઓ.

નવાબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, સેશન્સ જજો, કર્નલો, મેજર, કેપટન, નામદાર વૉઈસરાયના ઑનરરી એ. ડી. સી. લેફ્ટેનન્ટ, પોલીટીકલ એજન્ટ. સરકારી સીવીલીયન ઓફીસર, યુરોપીયન સીવીલ સરજ્યન, એમ. ડી. ની ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો તથા દેશી અને યુરોપીયન અમલદારો અને ગૃહસ્થોમાં **બાદશાહી યાકુતી** નામની જગજાહેર દવા બહુ વપરાય છે એજ તેની ઉપયોગીતાની નિશાની છે–ગવર્નમેન્ટ લેબોરેટરીમાં આ રજવાડી દવા એનાલાયઝ થયેલ છે.

# બાદશાહી યાકુતી.

## ( અનંગ વિલાસ. )

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરુષાતન કાયમ રાખે છે. રાજવંશી યાકુતી વીર્ય વિકારના તમામ વ્યાધિ મટાડે છે, અને વીર્ય ઘટ બનાવી ખરું પુરુષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈ પણ જાતની પરેજીની જરુર નથી. ૪૦ **ગોળીની ડબી એકના રૂપીઆ દશ.**

## બાદશાહી ચુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે, ખરૂ પુરુષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઈલાજ છે. આઉંસ એકની કુપીના રૂપીઆ આઠ.

**ડાકટર કાલિદાસ મોતીરામ.** રાજકોટ–કાઠિયાવાડ.

કેશર, કસ્તુરી, અંબર વગેરે દેશી વનસ્પાતની બનાવેલી

# "રૉયલ ટૉનીક પીલ્સ."




(રજીસ્ટર્ડ નં. ૧૮૦ વાળી)

દરેક પ્રકારની નબળાઇ દૂર કરી પુરુષાતન આપે છે, ભુખ વધારી અવયવોને તાકાત આપી શરીરનું પોષણ કરે છે; એટલું જ નહિ પણ ફક્ત ત્રણ દિવસમા પોતાની અદ્‌ભુત શક્તિ આબેહુબ બતાવે છે, વળી સ્ત્રીઓના અનિયમત માસિક રોગને અટકાવી ગર્ભસ્થાનને સુધારી તનદુરસ્તી બક્ષે છે.

☞ નકલી માલથી સાવચેત રહેજો.

**કીમત, ૩૦ ગોળીની બાટલીનો રૂા. ૧-૪-૦**

એકથી ત્રણ બાટલીના ટપાલ ખર્ચના ત્રણ આના.

☞ દરેક દવા વેચનાર પાસેથી મળશે.

**ગોવિંદજી દામોદરની કંપની,**

જથાબંધ તથા છુટક દવા વેચનાર.

**ઠેઃશેખ મેમણસ્ટ્રીટ, નં. ૩ સુતારચાલ-મુંબઇ.**

## જાહેર ખબર.

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી, તથા મુંબઇમાં બુકસેલર એન. એમ. ત્રિપાઠીની કુંપની તથા બુકસેલર વસનજી પરમાનંદ ચાહેવાળા ઠે. કાલબાદેવી રોડ અને અમદાવાદમાં મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેની દુકાનેથી તથા વડોદરામાં બુકસેલર મોહનલાલ મનસુખરામ ઠે. લહેરીપુર દરવાજા પાસેની દુકાનેથી રોકડી કીંમત મોકલી અગર વેલ્યુ પેબલ પાર્સલથી મંગાવી લેવાં.

ભર્તૃહરિ નાટક મોટું (સચિત્ર) ૧-૪-૦
સદર ગાયન... "... ૦-૨-૦
સતી અનસૂયા નાટક મોટું (સચિત્ર)... ... ૧-૪-૦
સદર ગાયન... ... ૦-૨-૦
ચાંપરાજ નાટક મોટું...૧-૦-૦
સદર ગાયન... ... ૦-૨-૦
રાજસિંહ નાટક મોટું...૧-૦-૦
સદર ગાયન... ... ૦-૨-૦
રાણકદેવી નાટક મોટું...૧-૦-૦
સદર ગાયન... ... ૦-૨-૦
વિચારાજ નાટક મોટું...૧-૦-૦
સદર ગાયન... ... ૦-૨-૦
ત્રિવિક્રમ નાટક મોટું...૧-૦-૦
સદર ગાયન... ... ૦-૨-૦
જગદેવપરમાર નાટક મોટું ૧-૦-૦
સદર ગાયન .. ... ૦-૨-૦

ચંદ્રહાસ નાટક મોટું...૧-૦-૦
સદર ગાયન... ... ૦-૨-૦
સુકન્યા સાવિત્રી ના. મોટું (છપાયછે)
સદર ગાયન... ... ૦-૨-૦
કંસવધ નાટકનાં ગાયન...૦-૨-૦
વીરબાળા નાટકનાં ગાયન. ૦-૨-૦
દેવયાની નાટકનાં ગાયન. ૦-૨-૦
રાજતરંગ નાટકનાં ગાયન. ૦-૨-૦
વિશુદ્ધ વિજયનાં ગાયન. ૦-૨-૦
સરસ્વતી નાટકનાં ગાયન ૦-૨-૦
રમારાણુજીત નાટકનાં ગાયન૦-૨-૦
મદાલસા નાટકનાં ગાયન ૦-૨-૦
અંબરીષ નાટકનાં ગાયન ૦ ૨-૦
પુનર્જન્મ નાટકનાં ગાયન ૦-૨-૦
બુદ્ધદેવ નાટકનાં ગાયન ૦-૨-૦
[illegible] નાટકનાં ગા.૦-૨-૦

**મૂલજી આશારામ ઓઝા.**